# व्याधिनिग्रह.

રચી પ્રસિદ્ધ કરનાર.

વૈદ્ય જટાશંકર વી. પ્રેમજી.

आयुर्वेदोजयतुसततंसुप्रसन्नात्ममूर्ति ।
र्नित्योनित्यंकुशलजनकस्सर्वसंपत्प्रदोयं ॥
सत्वैःपूर्णभुवनमऽखिलंरक्षताद्दिव्यरूप ।
श्चंचच्चंद्रंशिरसिनितरांचिंतयेसंदधानम्॥ १

જામનગર.
આરોગ્યવર્ધક દવાશાળા.

અમદાવાદમાં
કારંજમાં "ગુજરાત ગેઝેટ" છાપખાનામાં
પંડયા છગનલાલ ગીરધરલાલે છાપ્યું.

સંવત ૧૯૪૪—સને ૧૮૮૮.

# વ્યાધિનિગ્રહ.

રચી પ્રસિદ્ધ કરનાર.

વૈદ્ય જટાશંકર વી. પ્રેમજી.

आयुर्वेदोजयतुसततंसुप्रसन्नात्भमूर्ति ।
र्नित्योनित्यंकुशलजनकस्सर्वसंपत्प्रदोयं ॥
सत्वैःपूर्णंभुवनमऽखिलंरक्षताद्दिव्यरूप ।
श्चंचच्चंद्रंशिरासिनितरांचितयेसंदधानंम॥ १

જામનગર.

આરોગ્યવર્ધક દવાશાળા.

અમદાવાદમાં

કારંજમાં "ગુજરાત ગેઝેટ" છાપખાનામાં

પંડયા છગનલાલ ગીરધરલાલે છાપ્યું.

સંવત ૧૯૪૪—સને ૧૮૮૮.

# વધામણી.

સર્વ વૈદ્યવિદ્યા ભિલાષીઓને જણાવવામાં આવે છે કે, હાલમાં કેટલેક અંશે લોકોના મુખમાં વૈદ્યવિદ્યા ચરચાઇ રહી છે. તેવા વખતમાં તેના ઉત્તેજનની અત્યંત જરૂર છે એમ સમજી "જામનગર"માં અમારી દેખરેખ તળે વૈદ્યવિદ્યા વર્ધક નામનીશાળા કહાડવાનો વિચાર રાખ્યો છે જેમાં ખાસ અમોએ રાખેલા વૈદ્યક શાસ્ત્રમાં પ્રવીણ વિદ્વાનોથી વૈદકના શોખીનોને સંપૂર્ણ જ્ઞાન મળી શકશે આ અમારી ધારણા પાર પાડવા માટે અમે કેટલીક સરસ યોજનાઓ યોજેલી છે જેવી કે સરકારી ધોરણમાં પેહેલી ચોપડીથી સાત ચોપડીઓ બનેલી છે. તેમજ વૈદક વિષે પણ ચડતા ઉતરતી પેહેલથી સાત ચોપડીમાં વૈદક શાસ્ત્રનું તત્વ સમાવી બહાર પાડવામાં આવશે. કે જે શાળામાં દાખલ ન થનારાઓને પણ મળી શકશે. જેણે કરીને તેમાં અભ્યાસ કરનારાઓ પાંચ વર્ષમાં વૈદકના સપૂર્ણ અંગમાં ચાલાકબની વૈદાંને ઉત્તમ સ્થિતિએ પહોંચાડવા શક્તિમાન થશે.

આ શાળામાં દાખલ થનારાઓ પાસેથી માસિક ફી રૂ. ૨ બે લેવામાં આવશે.

ઉપર લખેલ ચોપડીઓના ઘરાક જેઓ અગાઉથી થાશે તેઓની પાસેથી એકંદરે રૂ. ૧૦ લેવામાં આવશે પાછળથી ખરીદનાર પાસેથી રૂ ૧૩ લેવામાં આવશે ટપાલ ખરચ જુદું.

જામનગર
આરોગ્ય વર્ધક
દવાશાળા.

**વૈદ્ય જટાશંકર વી. પ્રેમજી.**

# પ્રસ્તાવના.



આ વાત તો પ્રસિદ્ધજ છે કે હાલમાં ઘણાંએક વૈદ્યક સંબંધી ચોપાનીઆંઓ, ગ્રંથો અને ભાષાંતરો થઈ થઈ બહાર પડ્યાં છે અને બહાર પડતાં જાય છે. પણ તે વાંચવાથી કાંઇ જગતના રોગો મટી શકતા નથી. વળી તે વાંચીનેજ વૈદું કરનારાઓ કદી પણ જરૂર ગોથું ખાશે; કારણ કે કેવળ શાસ્ત્ર વાંચવાથી વૈદું થતું નથી પણ શાસ્ત્ર અને અનુભવ એ બન્નેની સહાયતા થવાથી એક વૈદ્ય થઈ શકે છે. જેમકે બે પાંખવાળુંજ પક્ષી ઉડી શકે છે એક પાંખ વાળું ઉડી શકતું નથી, તેમજ વૈદ્ય વિષે પણ જાણી લેવું. માટે વાંચીને વૈદું કરી શકાય એ બિલકુલ બની શકે એવું નથી. પરંતુ લખવાનું કારણ એટલુંજ છે કે, ઘણાં વિસ્તારનાં ચોપાનીઆં અને પુસ્તકો થવાથી લોકો વાંચી શકતાં નથી, જે વાંચી શકે છે તે તેનો અભિપ્રાય ધારી શકતાં નથી, અને તેનું ધારણ ન થાય ત્યારે તે પ્રમાણે વર્ત્તવાનો સંભવ નથી. એટલા માટે તથા તેઓની કિંમત હોવાથી લોકોને અલભ્ય થઈ પડે છે માટે આ "વ્યાધિનિગ્રહ" નામનો અત્યુપયોગી અને અલ્પ વિસ્તારવાળો ગ્રંથ મફ્ત આર્ય સજ્જનોની સેવામાં સમ્પર્ણ કરૂં છું. કે, જે વાંચવાથી જે જે ઋતુમાં જેમ જેમ વર્ત્તવું જોઈએ તેમ વર્ત્તવાથી નાના પ્રકારના વ્યાધિનો નિગ્રહ એટલે નાશ કરનારો થશે.

પરંતુ એમાં (વ્યાધિનિગ્રહમાં) ઘણી બારીકી અને સંક્ષેપથી લખેલું છે. જેમકે મોદકના શું ગુણ અને ક્યા

સમયમાં શું શું ફાયદો કરે છે, ઈત્યાદિ વાતો સવિસ્તાર જાણવા માટે જે લોકોની ઇચ્છા હોય તેમણે "निघंट महोदय" નામનું ચોપાનીઉં અમારા તરફથી નિકળનાર છે કે, જેમાં ઔષધીની જાતિ, વર્ણ તથા સ્વરૂપ જેટલા જેટલા પ્રકારનું કે જેને સાધારણ માણસ પણ ઓળખી શકે એવી પ્રક્રિયાથી લખવામાં આવશે, તેના ગુણાગુણ પણ લખવામાં આવશે, તેમજ વ્યાધિનિગ્રહમાં રહેલ બાબતો પણ આપવામાં આવશે. તેનું વાર્ષિક લવાજમ અગાઉથી આપનાર પાસેથી રૂપીઆ. ૨ બે અગાઉથીજ લેવા ઠરાવ રાખેલ છે—ટપાલ ખર્ચ આના છ જુદું, એ પ્રમાણે રાખેલ છે. તે ચોપાનીઉં ગ્રહણ કરવામાં આલસ્ય નહિ કરવું. કારણ કે, તેને એક વખત ગ્રહણ કરવાથી પછી અમારે વારંવાર સૂચના કરવાની જરૂર નહિ પડે. તે ગ્રંથજ પોતાની પરીક્ષા દેશે.

| | |
|---|---|
| જામનગર<br>આરોગ્યવર્ધક દવાશાળાનો<br>માલેક. | વૈદ્ય જટાશંકર વી.<br>પ્રેમજી. |

# श्री.

## रसेश्वरो जयति.

# व्याधिनिग्रह.

### मंगलाचरणं

अगजाननपद्मार्कं गजाननमहर्निशं ॥
अनेकदंतंभक्तानामेकदंतमुपास्महे ॥ १ ॥

શિષ્ટાચાર પ્રમાણે આ અમારો પવિત્ર પ્રયત્ન પાર પાડવા માટે અમે—અહર્નિશ ઉમાના મુખ કમલને આનંદિત કરવામાં આદિત્ય રૂપ અને ભક્તોને અનેક સુખ આપનાર એકદંત ગણપતિનું ધ્યાન કરીએ છીએ.

ऋताहृतौनृभिःसेव्यमसेव्यंयच्चकिंचन ॥
तन्निर्णीयात्रनिर्दिष्टंसमासाद्व्याधिनिग्रहे ॥

મનુષ્યોને ઋતુ ઋતુમાં જે આહાર વિહારનું સેવન કરવું જોઈએ, અને જેનું સેવન ન કરવું જોઈએ, તેનો નિર્ણય આ વ્યાધિનિગ્રહ નામના ગ્રંથમાં સંક્ષેપથી બતાવીએ છીએ.

આ સંસારમાં દરેક મનુષ્યો અદૃષ્ટ, અને માત પિતાનાં શુક્રશોણિતના યોગથી દેહધારી થઇને દિવસ ખાલી સંસારની ખટપટથી અને રાત્રિ કેવળ નિદ્રામાં ખોઈ વય ગાળવું, તે જન્મનું સાર્થક નથી પણ ધર્મ, અર્થ, કા-

મ અને મોક્ષ, એ ચતુર્વર્ગ મેળવી કૃતાર્થ થવું તેજ પરમ પુરૂષાર્થ છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે;

**धर्मार्थकाममोक्षाणांयस्यैकोपिनाविद्यते ॥**
**अजागलस्तनस्येवतस्यजन्मानिरर्थकं ॥**

ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારમાંનો, એક પણ પદાર્થ જેણે સાધ્યો નથી, તેનું બકરીની કોટના આંચળની પેઠે જીવિત નિરર્થક સમજવું. માટે તે ચાર પદાર્થનું સાધન કરવું. તે શી રીતે થાય ?

**धर्मार्थकाममोक्षाणां शरीरंसाधनंयतः ॥**
**अतोरुग्भ्यस्तनुंरक्षेन्नरः कर्मविपाकवित् ॥**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થનું સાધન શરીર છે માટે શુભાશુભ કર્મનાં ફળને જાણનાર પુરૂષે તે શરીરનું રોગથી સંરક્ષણ કરવું.

તે શરીર વધારે વખત ટકવાનું કારણ આરોગ્યતા છે. તે આરોગ્યતા કેમ સચવાય તે જાણવાની અવશ્ય જરૂર છે. શરીરમાં મુખ્યત્વે કરીને ત્રણ દોષ એટલે **વાત**[1] **પિત્ત**[2] અને **કફ**[3] તેથીજ કેટલીક જાતના ફેરફારો થાય છે.

---

૧. વાયું લુખો હલકો થંડો કઠણ અને સૂક્ષ્મ એટલે બારીક છિદ્રોમાં પ્રવેશ કરી શકે તેવો એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જઈ શકે તેવો ઉષ્ણ ઉપચારથી ઉષ્ણ ન થતાં શાંત થાય છે તેનો ગુણ શીત છે.

૨. પિત્ત કાંઇક ચિકાશવાળું તીક્ષ્ણ ઉષ્ણ હલકું દુર્ગંધવાળું ઉંચે નિચે પ્રસરે તેવું તથા પાતળું છે.

૩. કફ ચીકણો ઠંડો ભારે મંદ લીસો આંગળીએ ચોળીએ તો ચોંટે એવો અને સ્થિર છે.

જો વાયુ પ્રબળ હોયતો જઠરાગ્નિને વિષમ કરે છે, પિત્ત પ્રબળ હોયતો તીક્ષ્ણ કરે છે, ને કફ પ્રબળ હોયતો મંદ કરે છે. તથા જો ત્રણે સમાન હોયતો તે સમાગ્નિ કહેવાય છે. અને તે શરીરની આરોગ્યતા સાચવવામાં શ્રેષ્ટ છે. વળી ધાતુઓ એટલે રસ, લોહી, માંસ, મેદ, અસ્થિ (હાડકાં) મજ્જા અને વીર્ય તે તથા તેના મળ જેવાકે મૂત્ર, વિષ્ટાપરસેવો ઈત્યાદિ. તેઓના ન્યૂનાધિક થવાથી પણ શરીરમાં વ્યાધિ થવા સંભવ રહે છે. માટે દોષ, ધાતુ અને મળ તેઓની વિષમતાને દૂર કરવી અને સમાનતા સાચવવી એજ વૈદક શાસ્ત્રનું મૂળતત્વ છે.

શાસ્ત્રમાં પણ કહ્યું છેકે—दोषेषुधातुषुमलेषुसमेषु-सत्सुसाम्यंभवेदिहनृणांमसमेत्वसाम्यं ॥ यस्माद्दतःसमतयाप्रयतेततषामेतच्चिकोत्सेतरहस्यमुदाहरंति ॥

ઉપર લખ્યા પ્રમાણે દોષ ધાતુ તથા મળ તેઓની વિષમતા તથા રોગ કેવાં કારણોથી થાય છે તે નીચે પ્રમાણે;

**अत्यंबुपानाद्विषमासनाच्चसंधारणान्मूत्रपरीषयोश्च ॥**

**दिवाशयाज्जागरणाच्चरात्राषड्भिःप्रकारैःप्रभवंति रोगाः ॥**

ઘણું પાણી પીવાથી, વિપરીત ભોજનથી અર્થાત્ વિપરીત રીતે બેસવાથી,[1] મૂત્ર વિષ્ટાદિકનો વેગ રોકવાથી

---

૧. ઉભડક બેસવું નહિં તથા તેવી રીતે બેઠાં છતાં છીંક ઉધરસ વિગેરે પણ ખાવાં નહીં.

દિવસના સુવાથી અને રાત્રિના જાગવાથી એ પ્રમાણે છ પ્રકારે રોગોની ઉત્પત્તિ થાય છે.—તથા દોષના સંચય,[૧] પ્રકોપ[૨] અને પ્રશમ[૩]માં કાળ પણ કારણ છે. તે કાળ અક્ષનિમેષથી વર્ષ અને યુગ પર્યંત કાળચક્ર કહેવાય છે.

વર્ષમાં બે અયન છે દક્ષિણ અને ઉત્તર. દક્ષિણાયનમાં વર્ષા, શરદ, અને હેમંત એ ત્રણ ઋતુઓ છે. તેમાં સ્વભાવથીજ મનુષ્યોના આહાર અને બળ તથા ખારો ખાટો અને મધુર રસ એ ઉત્તરોત્તર વૃદ્ધિને પામે છે.

ઉતરાયનમાં શિશિર, વસંત, અને ગ્રીષ્મ, એ ત્રણ ઋતુઓ છે તેમાં સ્વભાવથીજ મનુષ્યોના આહાર અને બળ ઉત્તરોત્તર ઘટે છે, તથા તીખો, તુરો અને કડવો રસ ઉત્તરોત્તર અભિવૃદ્ધિને પામે છે.

આ ઋતુઓ સંબંધી ક્રમ સુશ્રુતના મત પ્રમાણે વર્ષા, શરદ, હેમંત, વસંત, ગ્રીષ્મ અને પ્રાવૃટ્. એ છ ઋતુઓ ભાદરવો આદિ લઇને બબે મહિનાની ગણી વાળવી. ૧ વર્ષા ઋતુમાં એકઠું થયેલું પિત્ત શરદ ઋતુમાં કોપે છે, હેમંત ઋતુમાં એકઠો થયેલો કફ વસંત ઋતુમાં કોપે છે, અને ગ્રીષ્મ ઋતુમાં એકઠો થયેલો વાયુ પ્રાવૃટ્ ઋતુમાં કોપે છે. વર્ષા, હેમંત અને ગ્રીષ્મ આ ઋતુઓમાં એકઠા થયેલા જે દોષો તેઓનું શરદ, વસંત ને પ્રાવૃટ્ કાળમાં કોપ પામવાથી નિર્હરણ કરવું. હેમંતમાં સ્વભાવથીજ પૈત્તિક વ્યાધિઓની શાંતિ થાય છે, ગ્રીષ્મમાં કફની વ્યાધિઓની શાંતિ થાય છે. અને શરદમાં વાત વ્યાધિઓની શાંતિ થાય છે.

---

૧. એકઠું થવું તે.
૨. તે દોષ એકદમ વધે છે.
૩. શાંતિ થવી તે.

વળી સુશ્રુતના મત પ્રમાણે એક અહોરાત્રમાં ૬ વિભાગથી છએ ઋતુઓનાં ચિન્હ જણાય છે. જેમ કે, પ્રાતઃકાળે વસંત, મધ્યાન્હકાળે ગ્રીષ્મ, સાયંકાળે પ્રાવૃટ્, પ્રહર રાત્રિ ગયા સમયે વર્ષા, અર્ધ રાત્રિએ શરદ, અને રાત્રિને પાછલે પ્રહરે હેમંત ગણાય છે. એમાં પણ આગળ કહેલ દોષોનો સંચય, પ્રકોપ અને પ્રશમ જાણી લેવો. વર્ષામાં ચોમાસુ, શિઆળો અને ઉનાળો એ ત્રણ વખ્ત હોય છે તે દરેકમાં બબ્બે ઋતુઓ સમાએલી છે તેનાં ચિન્હ નીચે દરશાવવામાં આવ્યાં છે.

**વર્ષા.**—નદીનું પાણી પૂર આવે, અને તે પાણીથી નદીઓના કાંઠા તથા કાંઠાના ઝાડ પડી જાય, સરોવરમાં કમળ, કુમુદ તથા નીલોત્પલ પ્રફુલ્લિત દેખાય, પૃથ્વી લીલા ખડને લીધે દેખાય નહિ, ગર્જના વગર મેઘ વરસે, આકાશમાં મેઘાડંબર થાય, ઇત્યાદિ ચિન્હોથી વર્ષા ઋતુ જાણવી.

**શરદ.**—સૂર્ય અને આકાશ નિર્મળ થાય, સરોવરમાં કમળ તથા હંસોનાં જોડાં દેખાય, નીચી જમીનમાં કાદવ રહે ને ઉંચી જમીન સૂકાઇ જાય, સમ પૃથ્વીમાં વૃક્ષાદિની ઉત્પત્તિ થાય, વાંસ અને ગરમાળો ઈત્યાદિ થાય છે ત્યારે શરદ ઋતુ જાણવી.

**હેમંત.**—પવન ઠંડો હોય, રજ ધુંવાડા અને ઝાકળથી દિશાઓ તથા જળાશયો વ્યાપ્ત દેખાય, ઠંડીથી તડકો પણ ન જણાય, ગેંડા, ભેસો, હાથી ઈત્યાદિ જાનવરો મસ્ત થાય અને લોદર, આંબા, તથા પુન્નાગ પુષ્પિત દેખાય ત્યારે હેમંત ઋતુ સમજવી.

**વસંત.**—દિશાઓ નિર્મળ થાય, વન સુશોભિત દે-

ખાય, આંબા અને કેસુડાનાં વૃક્ષો પ્રફુલ્લિત થાય, કોયલ અને ભ્રમરોનાં મધુર ગાયનો સંભળાય, દક્ષિણ દિશાનો ઠંડો પવન ચાલે અને કેટલાંક વૃક્ષો નવ પલ્લવ દેખાય. ઇત્યાદિ લક્ષણોથી વસંત ઋતુ સમજવી.

**ગ્રીષ્મ.**--સૂર્યનાં કિરણો આકરાં લાગે, ગરમીથી જીવને સુખ ન વળે, પૃથ્વીપરનું પાણી શોષાઇ જવાથી તે બહુ તપે, દિશાઓમાંથી લાય લાગ્યા જેવી ઉની હવા આવે, અને વગડામાં હરિણાદિક તૃષાતુર થઈ ફરે ત્યારે ગ્રીષ્મ ઋતુ છે એમ જાણવું.

**પ્રાવૃટ્.**--આકાશમાં વાદળાં થાય, વીજળી ચમકે, મેઘની ગર્જના થાય, કોમળ અને લીલાં ખડ ઉગે, ઇંદ્રગોપ (જેને લોકો મીંદડીની બરી કહે છે તે) કદંબ, કેવડો અને સરગવો ઇત્યાદિ વૃક્ષો પ્રફુલ્લિત થાય. આ સર્વ ચિન્હોથી પ્રાવૃટ્ ઋતુ સમજવી. એ પ્રમાણે ઋતુઓનાં ચિન્હ બતાવ્યા પછી આગળ કહેલા ગુણના હીન મિથ્યા અને અતિ યોગ થયાથી પણ દોષ પ્રકોપ થાય છે તે લખીએ છીએ.

**स्वगुणैरातियुक्तेषु विपरीतेषु वा पुनः ॥**

**विषमेष्वपि यद्दोषाः कुप्यंत्यृतुषु दोहिनां ॥**

એ પ્રમાણે દોષ પ્રકોપ થવાથી બળ, વર્ણ, ક્રમ, કલ્યાણ અને જીવિતને નાશ કરનારા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. તે વ્યાધિઓ બે પ્રકારના છે. તેઓને રહેવાનું સ્થાનક મન અને શરીર હોવાથી તેઓ અનુક્રમે માનસ અને શારીર કહેવાય છે, તે માનસ વ્યાધિ રજ, તમ, આદિ દોષ કોપના કારણોથી થાય છે; અને તેની શાંતિ ધૈર્ય, જ્ઞાન વિજ્ઞાનાદિકથી થાય છે. તથા શારીર વ્યાધિઓ

નું કારણ આહાર વિહાર છે; તેમાં આહાર બે પ્રકારનો છે. મિથ્યા અને યુક્ત. મિથ્યાહારથી રોગની ઉત્પત્તિ થાય છે અને યુક્તાહારથી રોગની નિવૃત્તિ થાય છે. એ આહાર છ રસમાં સમાયેલો છે, તે છ રસો દ્રવ્યોમાં રહેલા છે, તે દ્રવ્યો ઔષધિ કહેવાય છે, તે ઔષધિ સામાન્ય રીતે બે પ્રકારની છે. સ્થાવર અને જંગમ તે દ્રવ્યોમાં રસ, ગુણ, વીર્ય વિપાક અને શક્તિ ઉત્તરોત્તર બળવાનપણાથી રહેલા છે. તે દ્રવ્યોની ઉત્પત્તિ દ્રવ્ય, પૃથ્વી, જળ, અને કાલાદિકથી થાય છે. ઋતુની ખરાબી થવાથી ઔષધ, જળ અને હવા પણ ખરાબ નિપજે છે. તે બગડેલ ઔષધ, જળ અને હવાનો ઉપયોગ કરવાથી પ્રાણ, આયુષ્ય, બળ, વીર્ય, અને ઓજ તેઓને વિકાર યુક્ત કરી નાના પ્રકારના રોગોને પેદા કરનાર થાય છે. તેમ સારી ઋતુનાં સારાં ઔષધ, જળ અને હવા વાપરવાથી ઉપર કહ્યા પ્રમાણે પ્રાણાદિકની વૃદ્ધિ થાય છે. તે વર્ષાદિ છએ ઋતુઓમાં જે જે આહાર કરવા તથા ન કરવા તે નીચે બતાવ્યા છે.

**વર્ષા** આ ઋતુમાં વાયુનો કોપ હોય છે અને તેથી મનુષ્યોનો જઠરાગ્નિ મંદ થાય છે. માટે રેચ વિગેરેથી કોઠો સાફ રાખતાં અનાજ જૂનું વાપરવું. વરસાદની અતિશે એલી હોય ત્યારે જઠરાગ્નિ ને પ્રદીપ્ત કરનારા, હલકા, ખટાશવાળા, ખારા, સ્નેહવાળા, સૂકા અને મધ મેળવેલ હોય એવા પદાર્થો ખાવા ઉની ચીજો સાથે મધ કદી પણ નખાવું, તેમજ મધ અને ઘીસરખે વજને મળ્યાં હોય તો વિષ સમાન છે; એમ જાણી તે વધુ ઓછાં લેવાં.

દહીં વિશેષ નખાવું અને ખાવુંતો થોડું મરી અને લવણ મિલાવી ખાવું. બહાર જવું હોય તો ચાલનાં સુધી વાહનપર બેસીને જવું, પણ તેમ બને નહિતો પગમાં પગરખાં અગર પાવલાં પેહેરી જવું, જેથી પગને સડો ન થઇ વાળા વિગેરે દરદ થતાં અટકે. નદીને કાંઠે કદી પણ રહેવું નહિ. શરીરે સુગંધી પદાર્થોનો અભ્યાસ રાખતાં વસ્ત્ર સારાં સ્વચ્છ અને હુંફવાળાં પેહેરવાં. નદી તથા તળાવનું જળ પીવું નહિ. દિવસના સુવું નહિં તડકો અતિશે સેવવો નહિ. અગ્નિનો તાપ લેવો, સ્ત્રી સંગ સાધારણ રાખવો, વર્ષાદમાં છત્ર વગર ચાલવું નહિ, લુખા પદાર્થો ઘી તેલમાં તળ્યા વગર ખાવાં નહિ, પાણી ઉકાળેલું, વરસાદનું અધર ઝીલેલ અગર કુવાનું પીવું, તેમાં પેહેલા વરસાદના પાણીનો ત્યાગ કરવો, પવન ઠંડો લેવો નહિ, અને લુગડાં ભીના પેરવાં નહિ.

**શરદ**—વર્ષા ઋતુમાં એકઠું થયેલું પિત્ત શરદ ઋતુમાં કોપે છે માટે તેમાં તિક્ત ઘૃત (ઓષધોનાં) ખાવાં, રેચ લવો,[1] તથા ફસ ખોલાવી લોહી કઢાવવું, સારી પેઠે ભુખ લાગે ત્યારે જમવું, જમવામાં સાળના ચોખા મગ, મધ સાકર હલકા પદાર્થો તથા શેલડી અને બરફ એમનું સેવન કરવું. અંસોદક એ વારંવાર પીવું તેમ પ્રાતઃકાળે પણ

---

૧ મંદાગ્નિવાળા, વૃદ્ધ, બાળ, અતિ સ્થૂળ, ક્ષયવાળા, તૃષાતુર ગર્ભિણી, નવા તાવવાળા ઈત્યાદિને રેચ દેવો નહિ

૨ દિવસના ચારે પાસે સૂર્યના કિરણો લાગવાથી તપેલું રાત્રિએ ચંદ્રમાના કિરણોથી ઠંડું થયેલું અને અગસ્ત્યના ઉદયથી નિર્વિષ થયેલું હોય તે પાણી).

નવઅંજળી જળ પીવું. સાયંકાળેક પૂરથી યુકત સુગંધી ચંદનાદિકના લેપ કરી, મોતીની માળાઓ પેહેરી, ઉજ્વળ વસ્ત્ર ધારણ કરી સ્વચ્છ થઈ અગાસે બેસવું. સાયંકાળ વીત્યા-બાદ બેસવું નહિ. ખરા પદાર્થ, અતિ તૃપ્તિ, દહીં, દિવસે નિદ્રા, પૂર્વમાંથી આવતો પવન અને કસરત એ સર્વનો આ ઋતુમાં ત્યાગ કરવો. સ્ત્રી સંગ સાધારણ રાખવો. અને સૂર્યના તડકામાં છતર વગર ફરવું નહિ.

**હેમંત**—આ ઋતુમાં જઠરાગ્નિ બળવાન થાય છે માટે આમાં ખોરાક પુરો અને પુષ્ટિ આપે તેવો લેવો જોઇએ નહિ તો ધાતુને બાળશે. પ્રાતઃકાળે દાતણ વિગેરે અવશ્ય કર્મ તથા શરીરે તેલનું અભ્યંગ કરી ગરમ પાણીથી સ્નાન કરવું. [1]ને ત્યાર પછી નિત્ય નિયમ પ્રમાણે દેવ પુજનાદિક કરી તરત ભોજન કરવું. કારણ કે આમાં રાત્રિ મોટી હોય છે એટલે ભુખ વેહેલી લાગે છે. તેમજ આ ઋતુમાં પ્રથમ મધુર પછી ખટાશવાળા તે પછી ખારાશવાળા પદાર્થો ખાવા. વસમો લાગે નહી તેવી રીતે તડકો લેવો ને સૂર્યને વાંસો રાખી બેસવું. સગડીમાં તાપ કરી તાપવું કે ઠંડી બાધ કરે નહીં. વળી આમાં સાલમ વિગેરે ના પાક, દુધના રેડ, અડદીઆ લાડુ તથા વડાં ઇત્યાદિ પુષ્ટિ કારક પદાર્થો ખાવા. મોજાં પેહેરવાં, માફકસર કસરત કરવી, સ્ત્રી સંગ માફકસર રાખવો, પેહેરવાનાં વસ્ત્રો તથા બિછાનું સ્વચ્છ રાખવાં. તેમજ ઉનનાં વસ્ત્રો પણ વાપરવાં, કાનમાં તેલનાં ટીપાં નાખવાં, ભુખ વેઠવી નહિં, અગાસે બેસવું નહીં. જુલાબ તથા ઉલટીનાં ઓસડ

---

૧ મસ્તક તથા નેત્ર ઉપર ઉનું પાણી રેડવું નહિ.

સેવાં નહિ અને દિવસના સુવું નહિ.

**વસંત**—હેમંત ઋતુમાં મીઠા અને ચીકણા પદાર્થો ખાવાથી એકઠો થએલો કફ આ ઋતુમાં કોપે છે. તેથી આ ઋતુમાં ઉલટી કરાવવી તથા તીક્ષ્ણ પદાર્થો મોઢામાં ઘસી લાળ ખેરવી તેથી પણ કફની શાંતી થાય છે. ભારે ખાટા તથા ચીકણા પદાર્થો ખાવા નહિ. દિવસના સુવું નહિં. કસરત કરવી, શરીરે સુગંધી પદાર્થોનું મરદન કરવું ગરમ પાણીથી નાહાવું, કપૂર સુખડ વિગેરે સુગંધી પદાર્થોનો અંગે લેપ કરવો. વસ્ત્ર સ્વચ્છ પેહેરવાં, આંખમાં ગુણકારી અંજન આંજવાં, (આ અંજન અમારી શાળામાં ઉત્તમ પ્રકારથી બને છે તે બાળક યુવાન વૃદ્ધ અને સ્ત્રીઓ એ સર્વેને ગુણકારી થઇ પડે છે તેનો ગુણ તથા ભાવ સાથેની નોટીશમા જોવા તથા તે વિષેનાં સરટિફિકેટો પણ વાંચવાં) લુખા તીખા અને કડવા એવા પદાર્થો વાળાં ભોજન કરવાં.

**ગીષ્મ**—આ રૂતુ પિત્તને કરનારી છે અને કફનો દિન દિન ક્ષય થાય છે. માટે આ ગ્રીષ્મ રૂતુમાં ખારા, ખાટા, તીખા, ઉના, પદાર્થો આસવ અને અતિશે જળ એનો ત્યાગ કરવો સ્ત્રી સંગ કમતી એટલે પખવાડીએ પખવાડીએ રાખવો. તડકાનું સેવન બનતાં સુધી કરવું નહિ, અને નિર્જલ એટલે મરુ સ્થળ જેવા દેશમાં બનતાં સુધી જવું નહિં. કસરત કરવી નહિં. દિવસના જરા સુવું તેમજ રાત્રિના ચદ્રમાની ચાંદની તળે સુવું. ઠંડી ચીજોનું સેવન કરવું. સ્વાદિષ્ટ પાતળા અને ચીકણા પદાર્થો સાથવો, સાકર સહિત દહીંનો મઠો, શિખંડ, દુધ, ઘી, ચોખા, ઈત્યાદિ

પદાર્થો, અને વળી બીજો પણ ઘણું કરીને હલકો એટલે જલદી પાચન થાય તેવો ખોરાક લેવો, ખડબુચાંચીબડાં, લીલીદ્રાખ, બરફ તે પણ ખાવા, દાડિમ વિગેરેનું સરબત આદિ ઠંડાઈ પીવી. ઉત્તમ એવી ગાયની છાસ લેવી, સારી હવાવાળી જગ્યામાં ઘણુંકરીને રહેવું. વાળાને પંખાને સુગંધી જળ છાંટી તેનો પવન લેવો મોતીની માળાઓ પેહેરવી, પુષ્પિત એવા બાગ અને વન તેઓનું વધુ સેવન રાખવું. શીતળ જળથી નહાવું. અને શીતળચંદનનો લેપકરવો.

* **પ્રાવૃટ્**—આ ઋતુમાં લુખા, કડવા, અને તુરા, પદાર્થોવાળા, જેથી વાયુ નાશ પામે તેવા તથા સ્નિગ્ધાદિ પદાર્થો ભોજનમાં વાપરવા, સ્વચ્છ વસ્ત્ર પેહેરવાં છત્રી લઈ ફરવું. કારણ કે આમાં થોડો વર્ષાદ અને થંડો પવન હોય છે. તેથી વાયુ એકઠો થાય છે.

ખાવાપીવાની વાત ટુંકામાં જણાવીએ છીએ કે, શરદ અને વસંત ઋતુમાં લુખાં ગુણવાળાં અન્નપાન વાપરવાં. હેમંત, શિશિર, ગ્રીષ્મ અને વર્ષામાં સ્નિગ્ધ ગુણવાળા તથા ગ્રીષ્મ અને શરદમાં શીત ગુણવાળાં અન્નપાન વાપરવાં. તથા હેમંત શિશિર અને વર્ષામાં ઉષ્ણ ગુણવાળાં વાપરવાં.

જે ઋતુમાં જે રસનું સેવન કરવું અને જેનો જેનો ત્યાગ કરવો એમ લખ્યું છે. ત્યાં એમ સમજવું કે તે તે રસ વિશેષ કરી લેવાને બીજા ઓછા રાખવા, સાવ ત્યાગ કરવો નહિં મતલબ કે છએ રસનો અભ્યાસ રાખવો.

---

* અહીં જે ઋતુઓમા પ્રાવૃટ્ ઋતુ સુશ્રુત મતાનુસારે લખી તે દોષના સંચય, પ્રકોપ, અને પ્રશમમાં કારણ ભૂત જાણવી. અને બીજાં કારણોમાં શિશિર કહેલી છે.

એક ઋતુનું છેલું અને બીજી બેસતી ઋતુનું પેહેલું એ બે આઠવાડીઆના જે પંદર દિવસ થાય તે ઋતુ સંધિ જાણવી. તે પંદર દિવસમાં આગલી ઋતુની આચરણ કરવાની બાબતો મુકતે જવી અને આવતી ઋતુમાં પાળવાની બાબતો પાળતા જવી. કેમકે એકાએક મુકવાથી અગર ગ્રહણ કરવાથી પ્રકૃતિને વિરૂદ્ધ પડે. અને તેથી રોગ થાય છે; માટે તેની ખૂબ સંભાળ રાખતાં કોઇ પણ રોગને થતાંજ અટકાવવો એ અમારો મત છે. એટલા સારૂ ચમત્કારી અને અનુભવી ઔષધોનો નક્ષો આ સાથે રાખેલો છે. તેમાં જોઇ હિતકારી ઔષધો મગાવી લેવાં. કદી કોઇને કોઇ દરદ વિષે કાંઈ ખુલાસો માગવો હોયતો કાગળ લખવો ને જવાબની ટીકીટ મોકલવી. કદી અમને બોલાવવા જરૂર પડે તો કાગળ લખી બંદોબસ્ત કરવો.

આ પુસ્તકમાં કદી કાંઇ લોમવિલોમ અગર અયોગ્ય લખાણું હોય તો મેહેરબાની કરી અમને સુચના આપશે તેનો ઉપકાર માનશું.



# આરોગ્ય પંચાશિકા.

૧. હમેશ રાત્રિના દશબજે સુવું અને ચાર ઘડી રાત્રિ હોય ત્યારે ઉઠવું. આથી બુદ્ધિ વધે છે.
૨. ઉઠીને જગત કર્તા ઈશ્વરનું સ્મરણ કરવું.
૩. ત્યાર પછી સૂર્ય ઉદય થયા પેહેલાં થોડું પાણી પીવું એ રસાયન જેવો ગુણ કરે છે.
૪. મળ શુદ્ધિ એકાંત જગ્યામાં કરવાની ટેવ રાખવી.
૫. કોમળ, ગાંઠા વગરનું અને બાર આંગળનું દાતણ કરી દાંત સાફ રાખવા.
૬. શરીરે સુગંધી તેલનું અભ્યંગ કરવું.
૭. તાળવે તથા પગને તળીએ તેલ ઘસવું અને કાનમાં તેલનાં ટીપાં નાંખવાં.
૮. શીત ઋતુમાં ઉષ્ણ જળ અને ઉષ્ણ ઋતુમાં શીતજળથી સ્નાન કરવું.
૯ કોમળ વસ્ત્રથી શરીરને ખૂબ સાફ કરવું.
૧૦ ઋતુને અનુકૂળ ચંદનાદિકનું લેપન કરવું.
૧૧ ઋતુને અનુસરી માપક સર કસરત કરવી.
૧૨ અનુકૂળતા પ્રમાણે ચા પીવી.
૧૩ ભૂખ લાગે ત્યારે જમવું.
૧૪ ભૂખ કરતાં વધારે ન જમવું એ આરોગ્યતાનું મૂળછે.
૧૫ ફુટલ અને માટીના વાસણમાં ન જમતાં ઉત્તમ ધાતુના વાસણમાં જમવું.
૧૬ ભોજનની પેહેલાં અને અંતે જળ નહિ પીતાં મધ્યે જળ પીવાય તે અમૃત જેવો ગુણ કરે છે.

૧૭ ભોજનને અંતે થોડી છાશ પીવી.
૧૮ ભોજનનો વખત બદલાવવો નહિ.
૧૯ ભોજન થઇ રહ્યા પછી સારી રીતે મુખ શુદ્ધિ કરવી.
૨૦ અતિથિને વિમુખ ન વાળવો.
૨૧ પરમેશ્વર પર પ્યાર રાખી સત્ય પણે વર્ત્તવું.
૨૨ પરોપકારમાં બુદ્ધિ રાખવી.
૨૩ ગૌ બ્રાહ્મણની સેવા કરવી.
૨૪ હિંસા, ચોરી, પરસ્ત્રીનીઇચ્છા અને પારકી નિંદા કરવી નહિ.
૨૫ અસત્ય સમાન બીજું પાપ નથી.
૨૬ પોતાનાં સંતાનમાં વિનય અને વિદ્યા વધારવાં એ ઐહિક તથા આમુષ્મિક સુખનું મૂળ છે.
૨૭ થોડું બોલવું અને ઝાઝું વિચારવું એ ડાહાપણ છે.
૨૮ સમયને ઓળખવો અને તે પ્રમાણે વર્ત્તવું.
૨૯ જે કામ આજ કરવું હોય તે કાલ પર રાખવું નહિ.
૩૦ શત્રુનું બુરૂં ન કરવું પણ બને તો ભલું કરવું.
૩૧ ઉઘાડે પગે ફરવું નહિ.
૩૨ અજાણ્યા જળમાં પડવું નહિ.
૩૩ શીંગડા વાળાં અને ઝેરવાળાં જનાવરોનો શસ્ત્ર ધારીનો અગ્નિનો તથા જળનો વિશ્વાસ કરવો નહિ.
૩૪ ડુંગરના ઉંચા ઝુકી રહેલા ભાગો, દેવસ્થાન, ચઉત્રો, મઠ, ઝાડ, તથા માર્ગ વચ્ચે બેસવું નહિ.
૩૫ ઉઘાડે મોઢે ઉધરસ કે છીંક ખાવી નહિ.
૩૬ સૂર્ય સામું વધુ જોવું નહિ (તેથી આંખનું તેજ ઘટેછે.)

૩૭ ફાંસીની જગ્યાએ, વગડામાં, ઉજડ ઘરમાં કે સ્મશાનના દિવસે પણ સુવું. નહિં

૩૮ ઘણી ઝીણી, ઘણાં તેજવાળી, અપવિત્ર કે જેના દેખવાથી જીવ બગડે તેવી વસ્તુ જોવી નહિ.

૩૯ સારા મિત્ર સાથે પ્રીતિ કરવી.

૪૦ સજ્જનોની સેવા કરવી તથા દુર્જનોથી દૂર રહેવું.

૪૧ સુશાસ્ત્રમાં સ્નેહ રાખવો અને ખરાબ વાતથી ખસી જવું.

૪૨ સનાતન શ્રેષ્ટ આચાર રાખવો.

૪૩ આથમતા સૂર્ય સામું ન જોવું.

૪૪ રાત્રિના વ્યાળુમાંદુધ વિશેષે ખાવું.

૪૫ કોમળ અને સ્વચ્છ શઢયામાં સુવું.

૪૬ પોતા કરતાં મોટી અવસ્થાવાળી સ્ત્રી સાથે સંગ ન કરવો.

૪૭ મૈથુનને અંતે ઘૃત પાન કરવું.

૪૮ ચંદ્રમા સામું ઝાઝું જોવાથી બુદ્ધિ ઘટે છે.

૪૯ ભયંકર પદાર્થોમાં મનને ગોઠવવું નહિ.

૫૦ અને એકંદરે સત્યમાં સ્નેહ, અસત્યમાં અભાવ, દાનમાં સનમાન, લોભમાં થોભ, દયામાં દૃષ્ટિ, નિષ્ઠુરતાને, રતાનો નાશ, શરીરની સાચવણ, વિદ્યામાં વ્યસન, વૃધ્ધોમાં વિનય અને વિવેક, તથા ભગવાનમાં ભક્તિ રાખવી.



# જામનગર વૈદ્ય જટાશંકર વી. મનજીની આરોગ્યવર્દ્ધક દવાશાળામાં મળતા ઔષધોની ટીપ.

| | | તોલા | રૂ. આ. પૈ. |
|---|---|---|---|
| પૂર્ણ ચંદ્રોદય નંબર. ૧ | પૌષ્ટિક તથા કાંતિને વધારનાર. | ૧ | ૫૦—૦—૦ |
| અભ્રક નંબર. ૧ | ક્ષય તથા જરાને દૂર કરે પૌષ્ટિક. | ૧ | ૩૦—૦—૦ |
| વૃદ્ધ માતંગ કેસરી. | વધરાવલ અંડવૃદ્ધિને મટાડે. | ૧ | ૧૨—૦—૦ |
| માલતી વસંત નંબર. ૧ | જીર્ણ જ્વર ક્ષય અને સુતિકા રોગ ઉપર. | ૧ | ૧૮—૦—૦ |
| પિત્તભંજી રસ. | ગર્ભિણીના તથા પિત્તના જ્વર ઉપર. | ૧ | ૧૫—૦—૦ |
| લક્ષ્મી નારાયણ રસ. | આંચકી અને શરદી ઉપર અતિ અસર કારક. | ૧ | ૮—૦—૦ |
| ગર્ભપાલ રસ. | ગર્ભ પોષક ગર્ભવંતીને અતિ ઉપયોગી બાળક તેજસ્વી થાય ગર્ભ સંરક્ષણ ઉપર. | ૧ | ૬—૦—૦ |
| અજીર્ણ કંટક રસ. | અજીર્ણને મટાડે. | ૧ | ૧—૮—૦ |
| ત્રિપુર ભૈરવ. | નવા તાવનો નાશ કરનાર | ૧ | ૭—૦—૦ |
| સ્ત્રીઓને જણવા વખત બાળક આડું આવે તેની ખાસ દવા. | અવશ્ય રાખવા લાયક છે કારણ કે તેવાં દરદથી સેંકડો ઓરતોના જાન જાયછે | ૪ | ૩—૦—૦ |
| હડકવાની ખાસ દવા. | હડકવાના દરદને જડ મૂળથી નાશ કરનાર અવ- | | |

| | | | |
|---|---|---|---|
| | શ્ય લેવા લાયક. | ૩ | ૨—૦—૦ |
| ખાસ ખરજ- વાની દવા | ખરજવાના દરદીઓને દુઃખથી મુક્ત થવાનું સાધન | ૧ | ૬—૦—૦ |
| શ્વાસ કુઠાર. | શ્વાસ દમના રોગ ઉપર ખાસ લાગુ પડે છે. | તોલા ૧ | રૂ. આ. પૈ. ૧—૮—૦ |
| ક્રવ્યાદ રસ. | અજીર્ણ ઉપર માંસાદિકથી થએલા વિષુચિકાનો નાશ કરે. | ૧ | ૨—૦—૦ |
| કૃમિ કુઠાર. | પેટમાં જંતુ વિકારનો અકસીર ઉપાય. | ૧ | ૨—૭—૦ |
| આનંદ ભૈરવ. | અતિસાર મરડા તથા વાયુના રોગને તદન નાશ કરે. | ૧ | ૧—૪—૦ |
| રસ સિંદૂર. | પૌષ્ટિક. | ૧ | ૧૦—૦—૦ |
| ક્ષય હર રસાય- ની. | ક્ષય ઉપર. | ૧ | ૪—૧૦—૦ |
| સુવર્ણ ભસ્મ. | બુદ્ધિ વર્દ્ધક તેજ વર્દ્ધક શક્તિ વર્દ્ધક. | ૧ | ૩૫—૦—૦ |
| તામ્ર ભસ્મ. | મંદાગ્નિને આપનાર તથા કફના તમામ દરદો ઉપર | ૧ | ૪—૮—૦ |
| સુવર્ણ માક્ષિક ભસ્મ. | ક્ષયને મટાડનાર તથા કાંત આપનાર. | ૧ | ૨—૪—૦ |
| જસત ભસ્મ. | સ્ત્રીઓના સર્વ જાતના દરદો તથા ખાસ ઉપર. | ૧ | ૩—૮—૦ |
| રૂપાનો બંગ. | મંદાગ્નિને વધારનાર કાંતિ આપનાર. | ૧ | ૭—૦—૦ |
| મંડૂર. | પાંડુ રોગ મટાડે માટી ખાવાથી જે રોગ મોટા તથા બાળકોને જે રોગ થાય તે ઉપર. | ૧ | ૨—૪—૦ |

| | | | |
|---|---|---|---|
| ઉધ્રસની ગોળી. | ઉધ્રસને માટે ખાસ દવા. | ૧ | ૦—૬—૦ |
| બિલ્વાદી ગુટિકા. | અતિસાર સંગૃહણીને બરાબર મટાડે. | ૧ | ૧—૮—૦ |
| શંખવટી. | અપચાને મટાડી અગ્નિપ્રદીપ્ત કરી શરીર શારૂ કરે. | ૧ | ૧—૬—૦ |
| બાલ દવા. | બાલકના તમામ દરદ મટાડે તથા રોજ સેવન કરવાથી સરદી મટાડે તથા બાળકના શરીરમાં પૂષ્ટી લાવસે તથા તેજ વધારશે. | નંગ. ૧૨૫ | ૧—૦—૦ |
| પંચામ્રત પર્પટી | સુતિકાદોશ સંગ્રહણી તથા શરીરની પીળાસને મટાડશે. | ૧ | ૧૦—૦—૦ |
| ગજવેલ. | પૌષ્ટિક ધાતુને વધારે કોઇ કારણથી કમજોર થઇ ગયો હોય તો અશલસ્થિતિમાં લાવશે. | ૧ | ૨૦—૦—૦ |
| ઇચ્છાભેદી રસ | ઉદરના રોગ એટલે બંધકોષ્ટનો ખાસ ઉ. | ૧ | ૨—૦—૦ |
| જ્વરઘ્ની ગુટિકા. | સર્વે જ્વર—જેવાકે ટાઢીયા ઉના (રોજીયા) એકાંત્રા તરીયા—ચોથીયા ઉપર. | ૧ | ૮—૪—૦ |
| હરશની દવા. | સુકા તથા દુઝતાનો ખાસ ઉપાય. | ૧ | ૫—૦—૦ |
| રત્નગિરી. | નવા જ્વર ઉપર રામબાણ છે. | વા. ૧ | ૧—૪—૦ |
| ચંદ્રોદયાવર્તી. | નેત્રના રોગ ઉપર સારો ફાયદો કરનાર છે. | ૦। | ૧—૮—૦ |
| ચંદ્રપ્રભા ગુટિકા. | સર્વે જાતના પ્રમેહ તથા સ્ત્રીયોને જુદી જુદી જાતના | | |

| | | | |
|---|---|---|---|
| | પ્રદરો ઉપર. | ૧ | ૧—૦—૦ |
| મશા તથા રશોળીની ખાસ દવા. | જડમૂળથી પાડી નાખતાં ફરી થવા દેશે નહિ તથા તેની નિશાની દેખાશે નહિ ૦। પાસેર ૦॥ અર્ધશેર ૧ શેર સુધી હશે તો પણ દવા પાડી નાખશે. | ૧ | ૩—૦—૦ |
| હાડ ગંભીરની ખાસ દવા. | ડાઢ શુળ નાક શુળ આંખ શુળ ભકંદર ઘણી જાતનાં નાળાંની સરસ દવાછે. | ૧ | ૪—૦—૦ |
| સુનએરવા તથા સંધી વા. | જે ચામડી એરમારી લોહી બગડીયુ હશે તેને મટાડે તથા સંધીવાને મટાડે. | ૧ | ૩—૦—૦ |
| કાનના દરદોનો ખાસ ઉ. | ચસકા ગણગણાટ કાનનું વેવું એરાપણાને મટાડી દેશે. | ૧ | ૧—૪—૦ |
| પીનસ. | નાકમાંથી છોડ પડતા હોય નાકમાંથી ખરાબ બાસ આવતી હોય તેને મટાડશે. | ૧॥ | ૩—૦—૦ |
| આગરૂ. | મોઢામાંથી ખરાબ બાસ આવતી હોય તથા દાંતના રોગને ચમતકારી રીતે મટાડે છે. | ૧ | ૫—૦—૦ |
| ઉપદંશ વિધ્વંસક | ચાંદી તથા ટાંકીને દશ દીમાં મટાડશે તથા ઝાડો થયો હોય તેમાં લોહી પડતુ હોય તેનો અકસીર ઇલાજ. | ૧ | ૩—૦—૦ |

| | | | |
|---|---|---|---|
| જવખાર. | ખાંસી તથા પેટના ગુલ્મ રોગને મટાડે. | ૧ | ૧-૪-૦ |
| સર્વાંગ મિત્ર. | ઘણા રોગ ઉપર તેની નોટીસમાં છે. | નંગ. ૪૦ | ૧-૦-૦ |
| નેત્રાંજન તેસુરમો ધોળો. કાળો લાલ. | નેત્રના સર્વ રોગને મટાડી આંખની નાડીયોને પુષ્ટિ આપે. | ૧ | ૨-૦-૦ |
| કલેફ. | વાલને મજબુતી આપી વધારે તથા સફેદ થયા હોય તેને કાળા કરે તે ત્રણ માસ સુધી કાળા રાખે છે. | ૨ | ૧-૦-૦ |
| દાદરની. | કાળી તથા રાતી દાદર તથા ચીત્રી કરોલીયા ઉંદરી મોહા ઉપર દાઝ તથા ખીલને મટાડે. | ૨ | ૦-૮-૦ |
| ચમતકારી મલમ. | અરૂઝ ધારાં ગુમડાં નાળાં ચાંદી શરીરમાંતજના ગરમીથી હાથ પગ ફાટે તે મટાડે છે. | ડબીની. ૧ | ૧-૦-૦ |
| જુદી જુદી જાતના કોઢ ઉ. | અઢાર પ્રકારના કુષ્ટ ઉપર અજમાવેલ સિદ્ધ થયેલ છે. | ૨ | ૪-૦-૦ |
| ચ્યવનપ્રાસ્ય. | શરીર આરોગ્ય રાખનારૂ તથા દીર્ઘ આયુષ્ય આપનારૂં. | રતલ ૧ | ૨-૮-૦ |
| અભયા મલકી. | વૃદ્ધપણું દૂર કરી તેજ કાયાતને વધારે | રતલ ૧ | ૪-૦-૦ |
| મધુપક્વ હરેડ. | લોહીને સાફકરી જઠરાગ્નીને પ્રદીપ્ત કરે તથા | નંગ. | |

| | | | |
|---|---|---|---|
| | નળબંધ ઘણા વરસનું હોય તેને મટાડી કાંનતીને વધારે. | ૧ | ૦—૮—૦ |
| ખસની ખાસ દવા. | ખસ લુખસ બરૂડીને દિવસ દશમાં મટાડે છે. | ૪ | ૨—૦—૦ |
| આધા શીશી. | અર્ધશિરની બપોરસુધી અથવા આખાદી સુધી થતી અટકાવે છે. | ૧ | ૧—૦—૦ |
| આકુતી. | હર્ષ પૂર્વક કામને ઉપજાવનાર તથા કૌવત લાવનાર. | ૧ | ૪—૦—૦ |
| એકાંગ વીર રસ. | અર્ધાંગ યાને પક્ષાઘાતને મટાડે છે. | ૧ | ૧૦—૮—૦ |
| વીશર્પ એટલે રતવા. | રતવા બાળકોને તેમજ મોટા માણસને હરકોઇ દરદમાંથી થાય છે તેની દવા અકસીર છે. | ૧ | ૨—૪—૦ |
| સ્ત્રીઓના ખાસ દરદો ઉપર દવા | અટકાવમાં દોશ તથા કોઇ કારણથી છોડ થઇગયુ હોય તેમજ અધરે માસ પડી જતુ હોય. તેને મટાડે. | ૧ | ૪—૦—૦ |
| ખાસ પટ્ટીની દવા. | કોઇ કારણથી નપુંસક થયા હોય તેને માટે. | તોલા ૧ | રૂ.આ.પૈ. ૫—૦—૦ |

ઉપર લખેલ ઔષધોમાંના કેટલાંક ઔષધો એક કરતાં વધારે દરદો ઉપર લાગુ પડે છે કેટલાંક અનુપાન ફેરથી બીજા કેટલાક રોગોને મટાડે છે પણ જગ્યાના સંકોચને લીધે તે આમાં લખાણાં નથી વળી એ શિવાય બીજા ઔષધો મુરબા પાક ઋતુ ઋતુંને અનુસરતાં બનાવવામાં આવે છે.

ઉપર લખેલ ઔષધમાંનું કોઈ પણ ઔષધ જેઓ સાહેબને જોઈએ તેમણે પૈશા મોકલી મગાવી લેવાં દવા પોચ્યા પછી પૈસા આપવા મરજી હશે તેમને વેલ્યુપેબલ રીતે મોકલવામાં આવશે. એગી ખરચ રૂ. ૦ા માં દવા તોલા ૧ થી ૧૦ સુધી ને આશરે આવશે. કોઇની મરજી હશે તો તેને સેંપલ પારસલ તરીકે મોકલાશે, પણ પૈસા મોરથી આવવા જોઇએ. સામટી મગાવનારને સેંકડે દશ ટકા કમીશન મળશે. નાટપેટ કાગળ રાખવામાં આવશે નહીં.

જે શાહેબોને એજન્ટ તરીકે દવા વેચવા વિચાર હોય તેઓએ અમને લખવું.



# નેત્રાંજન.

## (ધોળો, કાળો, તથા લાલ રંગના સુરમા.)

આ અંજન આંખની દરેક નાડીને પુષ્ટી આપે છે અને અતી અભ્યાસ તથા વાંચવા લખવાથી પેદા થતાં દરેક દરદ ઘણી સરાઇથી મટાડે છે. રતાંધળાપણું, તિમિર આંખમાંથી પાણીનું ગળવું, ખીલ, પરવાળાં, ઝાંખ, ફુલાં, પડળ વગેરે આંખનાં તમામ દરદો એ દવા વાપરવાથી જડમુળથી નાશ પામે છે. અજવાળાથી આંખ ઝખવાઈ જતી હોય, પાંપણો ખરી પડતી હોય, તથા આંખે ગરમી ચહડતી હોય તો આ અંજન આંજવાથી થોડા દીવસમાં તદન આરામ થાય છે. આ અંજન વાપરવાને નાની ઉમરમાં ચસ્માં લેવાં પડતાં નથી. આંખને પુષ્ટી આપવામાં દીર્ઘદષ્ટી બક્ષવામાં આ અંજન અકસીર ઉપાય છે. કિંમત ગમે તે રંગના અંજન તોલા ૧ ના રૂપીઆ ૨—૦—૦ રાખી છે.

---

## નેત્રાંજન (ધોળા, કાળા તથા લાલ રંગનાં સુરમા વાપરવાની વિધિ.

જે માણસને અમારા હેન્ડ બીલમાં દર્શાવેલ આંખનું હરકોઈ દરદ હોય તેમણે સવારે ઉઠતી વખત સમ ભાગે ત્રિફલા (હરડાં, બેડાં, આમળાં) ત્રણ રૂપીઆ ભાર અર્ધ કચરાં કરી ત્રાંબાનાં અગર માટીના વાસણમાં લુગડાંની પોટલીમાં બાંધી પાણી શેર ત્રણમાં રાત્રે પલાળી રાખવાં તેમાંથી પાણી શેર ૧ એક ગાળી લઇ આંખમાં

છાંટવું અને પછી ચોખ્ખાં પાણીથી આંખ ધોઇ નાંખવી. એમ દરરોજ ચાર ચારવાર આંજવું, દશ મિનીટ લગી પાણી ગળવા દઇ પછી લુછી નાખવું ઉપર કહેલા ત્રીફલાનું પાણી ત્રણ દિવસમાં ખપી જવાથી બીજી તાજી પોટલી નાંખી બીજું પાણી તૈયાર કરવું.

**વૈદ્ય જટાશંકર વી. પ્રેમજી.**



## ક્લેફ.

આ ક્લેપ વાળને મજબુતી આપી ખરી પડતા અટકાવે છે. તેમજ ક્રમમાંક્રમ ત્રણ માસ સુધી વાળને કાળા રાખે છે. એ દવા વાપરતા આસપાસની જગોપર કંઇપણ ડાઘ પડતો નથી. વળી વાળ વધારવામાં સરસ છે. એજ સોગઠી પાણી સાથે ઘસીને ચોપડવાથી ચાંદી કાળા ધોળા કોઢ, ગુમડાં, દાદર, ચીંવી (કરોળીઆ), ફંદરી, મોંહાડા ઉપર દાઝ પડે તે, તથા ખસ વિગેરે ત્વચા વિકારો થોડી મુદતમાં તદન નાબુદ થાય છે તોલા બે ભારની સોગઠી ૧ ની કિંમત રૂપીઓ ૧—૦—૦ એક રાખી છે.

સહરહુ ક્લેફ ખુબ ઘાટો એટલે ટીપાં ન પડે તેવો જાડો વાટી સ્ત્રીઓ જેમ વાળને પાંથીએપાંથીએ તેલ ચોળે છે તેમ લગાવી ઉપર લીલું પાન બાંધી ત્રણ કલાક પછી છોડવું ને ક્લેફ ખેરી વાળને ધોવા તથા તેલ લગાડવું. ખરેલો ભુકો બીજે ફેરે કામ આવશે તેમાં નવો ક્લેફ અરધ નાખી વાટી ઉપર મુજબ લગાવવો.

## દદ્રુખંડન.

સેંકડો દરદીઓ ઉપર અજમાવેલી આ અમુલ્ય દવા ઘણી જુની આખે શરીરે અથવા તેના અમુક ભાગપર ફેલાએલી "લાલ" યા કાળી દાદરને જડમૂળથી નાબુદ કરવા સમરથ નિવડી ચુકી છે એટલુંજ નહી પણ એક વખત ગયેલું દરદ ફરીથી થવા ધારતી રેહેતી નથી એ તેનો ખાસ ગુણ છે. આ દવા વાપરવાથી કોઇ પણ જાતની વેદના થતી નથી માટે એ દરદથી કંટાળેલા દરદીઓ જેમને ઘણીક દેશી તથા પરદેશી દવા વાપરવાથી ફાયદો થયો નહી હોય તેમને અમો ખાસ ભલામણ કરીએ છીએ કે અમારી અમુલ્ય "દદ્રુખંડન"નો લાભ લેવા ચુકવું નહીં—"વાપરવાની વિધિ" દરદવાળા ભાગને કપડાંવતી સહેજ ખજવાળી દવામાં જરા પાણી નાંખી મધ કરતાં સહેજ પાતળી કરી દિવસમાં બે વખત ચોપડવી. આ દવા અમોને મોંધી પડવાથી તેમાં અમારા ફાયદાની વિશેશ આશા નહી રાખતાં કેવળ લોકહિતાર્થેજ તેની કીમત તોલા બે ભારની ડબી ૧ નો માત્ર રૂપીઓ અરધો રાખવામાં આવી છે.



## અસરકારક મલમ.

આ નામનો મલમ ચાંદા, નહીં રૂઝાતા ધારાં સ્તનપાક, બળવું, જખંમ, ભગંદર, ચાંદી, વૃષણનું વધવું, ખસ, લુખસ, ગુબડાં, છોકરાના માથાનું સડી જવું, વિસ્ફોટક, વાંસાનું ભાઠું, હાડગંભીર, નાક સુળ, ડાઢ સુળ.

એ વગેરે તમામ જાતના ચાંમડી "અને હાડ" ને લગતાં દરદોને થોડી મુંદતમાં નાબુદ કરે છે આ અકસીર અજાએબ જેવા મલમની ખાત્રી એ મલમજ કરી આપશે. કિંમત ડબી એકનો રૂપીઓ ૧ એક, ટપાલ ખરચ એકથી ચાર ડબી સુધીનું આના ચાર.

આ દવાઓ વઇદો તથા ગ્રહસ્થોએ વાપરી ખાત્રી કરી છે.

જામનગર દવાશાળા. } **વૈદ્ય જટાશંકર વી. પ્રેમજી.**

---

## ખાસ બાળકોને માટે બાલ દવા

આ નામની દવા ખાસ બાળકોના દરદોને માટે તઇયાર કરવામાં આવી છે. આ દવાની વિશેષ પ્રશંસા ન કરતાં ફકત એટલુંજ કહીએ છીએ કે અમારી બાળમિત્ર દવાની ઓછામાં ઓછી બે ડબી ખવરાવ્યા પછી અમારા લખવા પ્રમાણે કોઇપણ જાતનો ફાયદો થયો નથી એમ ખાત્રી કરી આપનારને ઉપર લખેલું રૂપીયા ૫૦ ઇનામ આપવામાં આવશે. એ દવા બાળકના દરદો જેવા કે શરદીથી ભરાઈ જવું, તાવ, ઉધરસ, ઝાડો, નબળાઇ, સંગણી, ઉછાળો, ઉલટી, શરીરનું ગળી જવું, પેટનું વધવું, એ દરદોને થોડા વખતમાં નાબુદ કરી બાળકના શરીરનાં બાંધાને મજબુત કરે છે. શક્તિ આપે છે, ચાલાકી અને તેજમાં વધારો કરે છે. ખાધેલા ખોરાકને પચાવે છે. લોહી સુધારે છે. તથા સાફ દસ્ત ઉતારે છે. દરેક કુટુંબને પો-

તાના રોગી અથવા નિરોગી બાળકની તનદુરસ્તી ખાતર આ દવાનો ઉપયોગ કરવા અમો મજબુત આગ્રહ સહિત ભલામણ કરીએ છીએ.

કિંમત ડબી એકનો રૂ. ૧ એક ગોળી નં૦ ૧૨૫ એકસો પચીસ. એ દવા પાંચ વર્ષની અંદરના બાળકને બે બે ગોળી સવાર સાંજ ધાવણે અગર ટાઢાં પાણીમાં મેળવીને પાવી. કેટલેક ઠેકાણે બાળકોને કેફી વસ્તુવાળી બાળ ગોળી આપે છે પણ તેથી ફાયદાને બદલે ગેરફાયદો કરેછે માટે તેને આપતાં આ બાળ ગુટિ ઘણી ગુણદાયક થશે. પોતાના બાળકનું ભલું ઇચ્છનાર દરેક મનુષ્યે આ દવા તરત અમારી પાસેથી મંગાવી ઉપયોગ કરવો. સાત રૂપીઆની ખામડી મંગાવનારને ટપાલ ખરચ રૂ ૦૧ થશે.

જામનગર દવાશાળા. } **વઇદ જટાશંકર વી. પ્રેમજી.**

---

## જુદી જુદી જાતના કોઢ ઉપર અજમાવેલી. અતિ ચમત્કારી દવા.

આ દરદથી સ્ત્રી પુરૂષો રિબાતાં જોવામાં આવે છે તેમને અમારી ખાસ ભલામણ છે કે આ દવા એક વખત મગાવી તેનો અમૃત સરખો લાભ લઇ તમારાં શરીર નિરોગી કરો. આ દવા વાપરવાથી એકદમ લોહીમાં સુધારો થઈ ચામડી પોતાની મૂળ સ્થિતિએ સેહેજવારમાં આવી જશે. જે જે જગોએ એ દરદ થયેલું હોય ત્યાં નિમક (મીઠા)ની એક કાંકરીથી ઘસીને આ દવા પાણીમાં

કાલવી મધશીઃ પાતલી કરી ચોપડી દેવી તેથી દિનપરદિન કમી પડતું જોવામાં આવશે. આ દવાનો લાભ તવંગર તેમજ ગરીબ લઈ શકે માટે તેની કિંમત રૂપીયા બે ભારની ડબીના ૩ ૨ અંકે બે રાખવામાં આવી છે.

**વૈદ્ય જટાશંકર વી. પ્રેમજી.**



## દાદરના દરદીઓ માટે અમુલ્ય દવા.

**અર્શ**, **ખરજ**વાં, રસોળી, મસ, હાડ ગંભીર, આવાં દુષ્ટ દરદોની દવા અમારી પાસે ઘણીજ અકસીર છે તે એવી કે વીમા બંધી દવા કરીશું. એટલે જામનગરમાં અમારી પાસે આવશે તો દવાના પૈસા આગળથી ન લેતાં ત્રીજે ઠેકાણે રખાવી મટયા પછી લેશું. નહિ તો પૈસા બિલકુલ લેશું નહિં. મુંબઇમાં જેમને દવા કરવી હશે તેમને દવા અહિંથી મોકલશું. અને દવાનો ઉપયોગ કેમ કરવો તે અમારી શાખામાંથી બતાવશે.



# સરટિફિકેટો વિષે.

અમારી પાસે ઘણા સરટિફિકેટો છે પણ બધા છપાવવાથી પુસ્તનું કદ વધી જાય અને વાંચનારને કંટાળો આવે માટે નામાંકિત માણસોના થોડાંક સકટિફિકેટો નીચે દાખલ કરવામાં આવાં છે તે વાંચાંવાથી ખાત્રી થશે.

## સર્ટિફિકેટો.

તમારી સર્વાગમિત્ર નામની ગોળી તથા ત્રણ જાતના સુરમા તથા કલેક દરદીઓ ઉપર અજમાવી જોતાં તમારા કહ્યા મુજબ રોગો ઉપર ફાયદાકારક છે એમ હું ખાત્રીથી કહી શકું છું.

જામનગર હાસ્પીટલ, તા.૩૦-૧૨-૮૫ ઈસ્વી-

**ત્રીંબક હરી આ. ડાકટર**
**જામનગર હાસ્પીટલ.**

---

પ્યારા સાહેબ વૈદ્ય જટાશંકર પ્રેમજી. તમારી "સર્વાગમિત્ર"ની ગોળીયો ઉપર ખાસ અજમાયસ કરી જોતાં તેઓ તરફથી તે દવાનો ચીરકાળ ગુણ અને ફતેહમંદી દર્શાવે છે. જેથી આ દવા લોક કલ્યાણર્થે બહુજ સારી ઉપયોગી થઇ પડશે એમ કહેવાને કાંઇ હરકત નથી. તા. ૭-૩-૮૭ **શીવાજી નરશુની ઇંગ્રેજીમાં સહી.**
મેડીકલ ઓફિસર જોડીયા ડીસ્પેન્સરી

---

હું જણાવવાને ઘણો ખુશી છું કે નવાનગરના વૈદ્ય જટાશંકર પ્રેમજી તરફથી મને મળેલા સર્વાગ મિત્રનામની ગોળીઓ તેમજ સુરમા ત્રણ તથા કલેક વિગેર મેં મારા દરદીઓ ઉપર અજમાવી જોતાં તેમના જણાવવા પ્રમાણે મારા દરદીઓને ઘણી સારી રીતે ફાયદો થયો છે.

જામનગર તા. ૩-૧-૮૬ ઇસ્વી.

**શા. જુઠા તલકશી વૈદ્ય**

સંસ્થાન ગોંડળના મરહુમ ઠાકોર શ્રી સીધરામજીના ખાનગી વૈદ્ય.

પંચનદી ગટુલાલ ધનશ્યામજી તરફથી શ્રી જામનગરસ્થ સદ્વૈદ્ય જટાશંકર પ્રેમજીને જણાવવામાં આવે છે કે તમારી સર્વાંગમિત્ર નામની ગોળી તથા સુરમા ત્રણ તમોએ મને આપ્યા તેમાંથી અવકાશાનુસાર તે ઔષધોની થોડી પરીક્ષા પણ મેં લઇ જોઇ તેમાં ઉત્તમ ગુણો અનુભવમાં આવ્યા છે તેથી એ ઔષધો સારાં લોકોપયોગી છે એમ હું માનું છું.

જામનગર માગસર વદ ૯ ને વારબુધ.

**દા. શિષ્ય માધવજી વિ. ગોપાલજી ગુરૂ આજ્ઞાથી**

---

## વૈદ્ય જટાશંકર પ્રેમજી.

તમારૂં ધોળું તથા રાતું નેત્રાંજન લગાડી જોતાં આંખને ઘણો સારો ગુણ માલમ પડે છે. આંખની નાડીયોને પુષ્ટી મળતાં આંખને ઘણો ફાયદો થાય છે, એ અંજન અમે જારી રાખ્યું છે.

સર્વાંગમિત્રની ગોળીઓ મે તથા અમારી સાથેના બીજા ગ્રહસ્થોએ ખાવામાંડી છે. મારા તથા તેમના અનુભવ ઉપરથી કહેવાને ઘણી ખુશી ઉપજે છે કે એથી પેટ સાફ આવે છે, અને જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. જો ઘણાદિવસ સેવન રાખવામાં આવે તો જરૂર તમારા કહેવા પ્રમાણે ફાયદો થયા વગર રહે નહી.

તા૦ ૧૩-૨-૧૮૮૬ મુકામ જામનગર

**ગોપાલજી સુરભાઈ દેશાઇ.**

---

વૈદ્ય જટાશંકર પ્રેમજી—તમારા પૂર્વજોએ વૈદાનો ધંધો કરી જે અનુભવ મેળવ્યો છે તેનો લાભ તમને મળેલો છે તેના આધારથી તમે વૈદું કરી ફતે મેળવો તેમાં નવાઇ નથી. ફકત વૈદું કરવામાં લાભ તરફ નહિ જોતાં સત્યપણે વર્તવું અને દયાનો ભાવ રાખવો એ ગુણ તમારામાં છે. તેમ તમે મીલનસાર અને ગૃહસ્થનાં લક્ષણવાળા છો તે જોઈ અમે ખુશી થયા છીએ. તમોએ "સર્વાંગમિત્ર ગોળી અને આખમાં આંજવાનાં" "નેત્રાંજન" બનાવ્યાં છે તે ઔષધ અને ફાયદાકારક છે તે કોઇપણ એક નીશ્ચેથી ખાય અગર આંજે તેને ફાયદો કરે તેવાં છે વળી તમો શિયાળામાં ખાવાના જુદી જુદી તરેહના પાક કરો છો તે ઘણા ગુણકારી છે તા ૨૮-૨-૮૭

**ચંદુલાલ મથુરાંદાસ તેજુરીવાળા.**

પોસ્ટ સુપરીન્ટેન્ડેન્ટ કચ્છ કાઠિઆવાડ.

---

## પરમસ્નેહી વૈદ્ય જટાશંકર વી. પ્રેમજી.

તમારા નેત્રાંજનનો મેં શારી રીતે અનુભવ લીધેલો છે અને હજી લીધે જાઉં છઉં આથી કરી ને આંખોને ઘણોજ ફાયદો થયો.

તમામ લોકો આ નેત્રાંજનનો દરરોજ અનુભવ લેતો તેઓને પણ ઘણો ફાયદો થવાનો એમાં કાંઈપણ શક નથી.

સર્વાંગમિત્રની ગોળીઓનું પણ મેં સેવન કરેલ છે તે પણ સર્વને સેવન કરવા લાએક છે અને તેથી પણ સારો

ફાયદો થાએ એમ મારે અભીપ્રાય છે. તા. ૭ મી જાને વાર ૧૮૮૮

**વી. નવલશંકર વી. મોતીરામ.**
રાજ્યસ્થાનીક કોર્ટ શીરસ્તેદાર.

---

## રસ વૈદ્ય મણીશંકર વિઠ્ઠલજીની પ્રખ્યાત.

# રસ શાળા

જામનગરની જનરલ દવાશાળામાં બનાવેલ ચૈતન્ય વધારનાર ચમત્કારિક ચા.

**ચા.** એક જાહેર વેપારની વસ્તું થઇ પડી છે, અને તેને તન દુરસ્તી જાળવનાર જાણીને લોકો વાપરે છે. પરંતુ તન દુરસ્તી જાળવવામાં સારા વૈદ્યોની સલાહની જરૂર છે તેવી રીતે વૈદ્યોની દેખરેખની સલાહ શિવાય વપરાતી ચા પીવાને સમજુ માણસો શંકા લે એ સ્વભાવિક છે તથી ચા જેવો નિત્ય પીવાનો પદાર્થ વૈદકના નિયમ પ્રમાણે તૈયાર કરવાનો ઘણા વરસો થયા અમારો વિચાર હતો ને શ્રીરસેશ કૃપાથી સિદ્ધ થયો છે.

આ નવીન ચા ની ઔષધી પ્રખ્યાત વૈદ્યરાજ ઝંડુ ભટ્ટજી રસશાળાની જીવિત વર્દ્ધક મંડળીનાં તંત્રીએ આયુર્વેદના પ્રાચિન પુસ્તકોમાંથી આજથી આશરે સાત વર્ષ પહેલાં શોધી કાહાડી હતી, અને તેમાં કેટલોક સુધારો વૈદ્યરાજ વિશ્વનાથ વિઠ્ઠલજી એ કરેલો છે તેની અજમાએશ કરવા માટે પ્રથમ પાંચવર્ષ થયાં અમે જાતે તે ચા પી જોયો અને અમારા કેટલાક સ્નેહી સદ્ ગૃહસ્થોને પાયો તેનું સંતોષ કારક પરિણામ આવવાથી હાલ મેં તેમાં

વિશેષ સુધારો કરી પ્રજાનાં હીત વાસ્તે પ્રસિદ્ધ કર્યા છે માટે આ ગુણ કારક ગુટીકાનો આ પાવો શરૂ કરશો એમ આશા છે.

આ ચા શરીરમાં ચૈતન્ય વધારે છે, વિર્યની વિશેષ વૃદ્ધિ કરે છે, લોહી સુધારે છે, દસ્ત સાફ લાવે છે, તથા જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે એ તેના મુખ્ય ગુણ છે.

કિંમત રતલ અર્ધના ડબાનો રૂપિયો એક રાખવામાં આવી છે.

**જામનગર રસશાળા.**
પ્રાંત કાઠિઆવાડ.

**રસ વૈદ્ય મણીશંકર વિઠ્ઠલજી.**
રસશાળાના માલેક.

અને માહારાજા જામ સાહેબ કે. સી. એસ. આ.ઈ ના અંગીકૃત વૈદ્ય.

---

इच्छाऽस्ति व्याधि निवहस्य विनाशनेचेत
सेवध्वमत्रमनुजा नितरां प्रसह्य
सर्वाङ्गमित्रवरनामगुणप्रसिद्धाम्
सद्योजरामयहरींगुटिकांमुदातां १

# અસંખ્ય દરદીઓ ઉપર અજમાવી સિદ્ધ કરેલ.

## રોગી અને નીરોગી બન્નેને લેવા લાયક.

# શરીરના દરેક વ્યાધીને દુર કરી તંદુરસ્તી બક્ષનારૂં શુદ્ધ વનસ્પતિનું બનેલું. સર્વાંગમિત્ર.

---

આ દેશની તેમજ પરદેશની અતિ ગુણકારી વનસ્પતિનીજ આ દવા બનેલી છે. લગભગ એક વરસ થયાં આબરૂદાર સદગ્રહસ્થોએ તેમજ ઘણા નામાંકિત અને વિદ્વાન અંગ્રેજી ડાકટરોએ તથા દેશી વૈદ્યોએ એ દવા જુદી જુદી જાતનાં દરદો ઉપર સંપુર્ણ રીતે અજમાવી જોઇછે અને તેનું પરિણામ ઘણુંજ ફતેહમંદ ઉતરી ચુક્યું છે. વીર્ય વૃદ્ધિ કરવામાં, સ્ત્રીઓના બગડી ગયેલા ગર્ભાશય સુધારવામાં તથા બગડી ગયેલું વીર્ય સારૂ કરવામાં આ દવા સર્વોત્તમ છે. કોઈ પણ કારણથી નપુંશક થઈ ગયેલા પુરૂષને ગયેલી શક્તિ પાછી આપવામાં આ દવા રામબાણ ઈલાજ છે. જુનો તથા નવો પ્રમેહ, તણખ, ઉનવા, પીશાબનું વારંવાર થવું તથા સ્વપ્નમાં ધાતુનું જવું તથા જીરણ જવર (તાવ) વગેરે રોગ એ દવાથી આબાદ મટે એટલુંજ નહિ પણ આદાશીશી, ચકરી, વાઇ, કળતર, સારણ, વધ રાવળ, બરોળ, સંધરણી, પીનસ (નાકમાંથી પડતા છોડ) ઉધરસ, દમ, ક્ષય, પાંડુરોગ, કમળો, દુઝતા હરસ, ચાંદી, અંતરચાંદી, વિષ્ફોટક, પથરી, સંધીવા, સુનએરવા, નળબંધવા તથા લોહી વિકારથી ઉત્પન્ન થતાં દરદો આ દવાના સેવનથી તાબડતોબ દુર થાય છે ઉજાગરા તથા અભ્યાસથી અથવા બીજા કોઇ કારણથી મંદ થયેલા જઠરાગ્નિને એ ગોળી ઘણી જડપથી પ્રદીપ્ત કરે છે. શ્વેત તથા રક્ત પ્રદરથી પીડાતી સેકડો સ્ત્રીઓને એનાથી ટુંક મુદતમાં આરામ થાય છે. એ દવા ખાવામાં કોઇ પણ જાતની કરી કરવી પડતી નથી. એ ગોળી વાપરવાની વિ-

ધિ વગેરે હકીકતનું હેન્ડબીલ દવા સાથે મોકલવામાં આવશે. ઉપર કહેલા વ્યાધિઓમાંથી કોઈપણ વ્યાધિ નાબુદ કરી શરીરમાં તંદુરસ્તી તથા પુષ્ટી આપવા માટે (૪૦ ગોળી) ખાવી જોઈએ, તેથી ગરીબ તવંગર સરવે આ અમુલ્ય ઓષધીનો લાભ લઇ શકે માટે ચાલીશ ગોળીની કિંમત માત્ર રૂપીઓ ૧—૦—૦ રાખી છે.

## સર્વાંગ મિત્ર ખાવાનો વિધિ.

એક હલકો જુલાબ લીધા બાદ વળતે દિવસથી સવાર સાંજ જમવાથી એક કલાક આગાઉ એકેક ગોળી દુધમાં અગર તે ન મળી શકે તેમ હોય તો ઠંડા પાણીમાં ચાવી ઉતારી જવી. જો કોઈ પણ પ્રકારનો નિશો કરવાની ટેવ હોય તો નિશો કરતાં પહેલાં ઓછામાં ઓછાં પોણા કલાક આગાઉ એ દવા ખાઇ લેવી. દરદીને જે વસ્તુ ખાવી પ્રતિકૂળ જણાય તેની કરી રાખવી. સાજા માણસોને પથ્યની જરૂર નથી. તો પણ આ દવાનો ખરેખરો ગુણ જણાવા માટે જ્યાં સુધી એ દવા ખાવામાં આવે ત્યાં સુધી સ્ત્રી ગમન કરવું નહીં.

ગર્ભવંતી સ્ત્રીઓ દરરોજ સવાર સાંજ અરધી અરધી ગોળીનું સેવન કરે તો તેથી ગર્ભને પુષ્ટિ મળતાં પ્રસવ વખતે થતી વ્યાધિ ઘણે દરજ્જે કમી થાય છે.

બચ્ચાંને કેટલેક ઠેકાણે બાળા ગોળી આપવાનો ચાલ છે. પરંતુ સારા વિદ્વાન અંગ્રેજી દાકટરોના તેમજ અમારા મત પ્રમાણે તે ચાલ સારો નથી; કારણ કે તેમાં કેફી વસ્તુ હોવાને લીધે બાળકોનાં શરીર નાકૈવત થઇ તબિયતમાં ઔર બિગાડ થાય છે. માટે તેને બદલે "સર્વાંગ મિત્ર" વાપરવાની અમો ખાસ ભલામણ કરીએ છીએ. તેથી બચ્ચાંનાં શરીર તંદુરસ્ત રહેતાં અંગમાં કૈવત આવે છે. બાળકોની ઉમ્મરના પ્રમાણમાં ગોળી આપવાનું વજનની-

એ પ્રમાણે છે.

(क) બે માસથી એક વર્ષ સુધીના બાળકને દરરોજ એક વખત અરધા મગ જેટલી ધાવણ અગર દુધમાં આપવી.

(ख) એકથી બે વર્ષ સુધીનાને એક મગ જેટલી દુધમાં એક વખત આપવી.

(ग) બેથી પાંચ વર્ષ સુધીના બાળકને દોઢ મગ જેટલી એક વખત દુધ અગર પાણીમાં આપવી.

(घ) પાંચથી તે વર્ષ સુધીનાં બાળકોને રોજ સવાર સાંજ પા પા ગોળી ૧ આપવી.

હમેલદાર સ્ત્રિઓનાં બાળકને તેનું ધાવણ ધાવવાથી પારૂથલો લાગે છે, મતલબ તે દુર્બળ થઇ હાથ પગ ગળી જાય છે, તેવાં બાળકને ખસુસ કરી આ સર્વાંગ મિત્ર આપવા ચુકવું નહીં. એથી તેનું શરીર નબળું નહીં પડે અને જો નબળું થયું હશે તો પાછું સબળ થશે.

પુખ્ત ઉમ્મરના માણસે આ દવા ઓછામાં ઓછા વિશ દિવસ લાગટ ખાવી જોઇએ. પણ રોગ જોરમાં હોય તો ચાળીશ દિવસ ખાવી. જો શાસ્ત્રોક્ત પ્રયોગ પ્રમાણે ચાળીશ દિવસ સુધી આ દવા ખાવામાં આવશે તો સઘળાં દરદ નાબુદ થઇ શરીરમાં હમેશને માટે ફાયદો થશે; અને આખર સુધી ધાતુ પુષ્ટિની બીજી કોઈ પણ દવા ખાવી પડશે નહીં. પણ તે દરમ્યાન ઉપર કહ્યા પ્રમાણે સ્ત્રી ગમન બંધ રાખવા ચુકવું નહીં.

રોગની સવિસ્તર હકીકત, એક ટીકીટ સાથે, લખી મોકલવામાં આવશે તો જરૂર જણાયેથી અનુપાનમાં ફેરફાર કરી ખાસ સુચના લખી જણાવીશું. રોગ મટી ગયેથી કૃપા કરી સર્ટીફીકેટ મોકલવાની તસ્દી લેશો એવી અમારી ખાસ વિનંતિ છે.

